ધાર્મિક નવલકથા—સિરીઝ ૪ થી

यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत
अभ्युत्थान मधर्मस्य तदात्मानं सृजाम्यहम्

( श्रीमद् भगवद् गिता )

# શ્રી-નૃસિંહાવતાર ભાગ ૧-૨


પ્રયોજક અને પ્રકાશક

ગોર, અંબાલાલ છગનલાલ મહેતા,

શીકા—( સ્ટેટ ઈડર ) મહિકાંઠા.



પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૨૪




કીમત } ગ્રાહકો માટે ત્રણ આના.
છુટક નકલના ચાર આના.

# વિનંતિ પત્ર.



ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન. બીજું જનસમાજના વર્તનમાં કંઈક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સુહૃદ ગૃહસ્થો—હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે. તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગ્રહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહક વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજજ છે.

વિ વાંચન અને તે કેવું હોવું જોઈએ. એ દરેક બંધુઓનું અજ્ઞાત નહિ હોય છતાં આ સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચુ છું. તેમજ આ વાર્ત્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ, જીજ્ઞાસા, દર્શિવૃત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઈ—અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

સંવત ૧૯૮૦
વસંતપંચમી
અમદાવાદ.

આપનો સ્નેહાધિન,
ગોર અંબાલાલ છગનલાલ.
વડાગામ-( મહિકાંઠા. )

# શ્રી નૃસિંહાવતાર.

## ભાગ ૧ લો.

દિતિને હિરણ્યકશ્યપુ નામનો પુત્ર ઉત્પન્ન થયો. ત્હેણે નીરાહાર રહીને હજારો વર્ષ પર્યંત તપ કર્યું. એના તપથી બ્રહ્માજી સંતુષ્ટ થઇને તે દૈત્યને બોલ્યા કે હે દૈત્યેન્દ્ર જે ત્હારા મનમાં હોય તે વરદાન માગ. જ્યારે એવા પ્રકારે બ્રહ્માજીએ એ દૈત્યને કહ્યું ત્યારે તે હિરણ્ કશ્યપુ. દેવેશદેવ બ્રહ્માજીને પ્રણામ કરીને બોલ્યો. કે હે ભગવાન આપ મને વરદાન આપવાને માટે આવ્યા છો. તો હું જે માગું તે આપ મને આપવાને યોગ્ય છો તો મારી માગણી એવી છે કેઃ–

મારૂં મૃત્યુ સુકા કાષ્ટથી કે પત્થરથી કે જળથી કે અગ્નિથી પવનથી, કે કોઈ પણ આ યુંધથી, કે બાણથી, કે પર્વતપરથી પડી જવાથી, કે નહિ મનુષ્યોથી. કે નહિ દેવતાઓથી કે નહિ દૈત્યોથી કે ગાંધર્વોથો કે ન રાક્ષસોથી કે ન કિંન્નરોથી કે ન સર્પોથી કે ન વાનરોથી. કે નહિ મૃગોથી કે નહિ માતૃગણોથી નહિ ઘરની અંદર કે નહિ મ્હાર અથવા તો કોઇ પણ મરણના હેતુઓથી (મંદગીથી) નહિ દિવસે કે નહિ રાત્રે. એમ કદિ ન કહે કે પોતે મરી ગયો તેમ આપનાથી ઉત્પન્ન કરેલો કોઈ પણ મનુંષ્ય મ્હને મારી શકે નહિ. હે દેવેશ દેવ હું આપની પાસેથી એટલુંજ વરદાન માગુ છું. બીજું કંઇ પણ મારે જોઇતું નથી

એ પછી જ્યારે દૈતરાજે એવું કહ્યું, ત્યારે બ્રહ્માજી બોલ્યા—કે હે દૈત્તન્દ્ર હું ત્હારા ઘણાજ તપથી સંતુષ્ટ થયો છું. એનાથી પણ પરમદુર્લભ અને અદ્દભુત એવાં સર્વ વરદાન તમને આપું. પણ તેં માગ્યું તેવું વરદાન મેં કોઇને આપ્યું નથી, તેમ તારા જેવું અતીઉગ્ર તપ પણ કોઇએ કર્યું નથી માટે હેઅરીબાહો જાઓ અને તપથી મેળવેલું ફળ ભોગવો.

એવી રીતે દૈત્યરાજ હિરણ્ય કશ્યપુને વરદાન આપી બ્રહ્માજી બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. એ દૈત્ય પણ વરદાન મેળવીને ઘણોજ બળવાન થઇ ગયો. તેમ ઘણોજ અહંકારી થઈ ગયો. સ્વગના સર્વ દેવતાઓને જીતીને પુર્વ દિશાની પૃથ્વિ પણ જીતી લીધી ને પોતે સર્વમાન શક્તિયુકત થઇને સૃષ્ટિનું રાજ્ય કરવા લાગ્યો ત્યારે તેના ભયથી રૂદ્રાદિક સર્વ દેવો, ગણુ, અને રૂષિઓ પણ મનુષ્યોનાં શરીર ધારણ કરીને પૃથ્વિ ઉપર ફરવા લાગ્યા. અને જ્યારે હિરણ્ય કશ્યપુએ એટલું મોટું ત્રેલોકયનું રાજ્ય મેળવ્યું ત્યારે સર્વ પ્રજાઓને બોલાવીને તેઓને એમ કહેવા લાગ્યો, કે તમારે લોકોએ કોઇ પણ દેવતાઓને માટે યજ્ઞ ન કરવો. હોમ ન કરવો ને કંઈ પણ દાન આપવું નહિ કંઈ જપ—તપ—ધ્યાન—કરવું નહી. આ હુકમથી અને તે દૈત્યના ભયથી સર્વ પ્રજા તેના કહ્યા પ્રમાણે કરવા લાગી. અને એમ કરવાથી સઘળા ત્રણે લોક અધર્મ યુક્ત થઈ ગયા. સર્વ ધર્મના લોપથી સર્વની પાપમથી બુદ્ધિ ઉત્પન્ન થઈ. એવા પ્રકારે ઘણો વખત વિતી ગયો. ત્યારે ઈન્દ્રાદીક સર્વ દેવ ગણો નિતિશાસ્ત્ર જાણુવાવાળા સર્વ રૂષિયો બ્રહસ્પતિજીને વિનયયુકત પુછવા લાગ્યા. કે હે મુનિ સત્તમ?

ત્રણે લોકને દુઃખ આપવાવાળા આ હિરણ્ય કશપુના વધનો ઉપાય આપ જલદી બતાવો. આ સાંભળીને બ્રહ્મસ્પતિજી બોલ્યા. કે એક પગની જેટલુંજ મારૂં વાક્ય સાંભળો. કે આ મહાઅસુર. હિરણ્યકશ્યપુ. ક્ષિણ ભાગ્ય થઇ ગયો છે. કેમકે શાકય બુદ્ધિનો નાશ કરે છે. અને તે લખેલા શાસ્ત્રોનો નાશ કરે છે. શોકાગ્નને તે સ્હાયતા આપતો નથી. એના સમાન કોઇ શત્રુ નથી એ અગ્નિનો સબંધ સહન કરવાને યોગ્ય છે, દારૂણ શસ્ત્રોનો સ્પર્શ્ય પણ પુરૂષ સહન કરી શકે છે. પરંતુ શોકથી ઉત્પન્ન થયેલું દુઃખ સહન કરી શકતો નથી, લોક કાળના નિમિત્તથી તેનો નાશ થવોજ જોઇએ કેમકે આજ કાલ લોકોને દુઃખ ઘણુંજ થઇ પડયું છે. એ કારણથી સર્વ પંડીત લોકો એમ કહે છે કે એનો ઘણોજ ઉતાવળથી નાશ થવો જોઇએ. આજ કાલના શુકન પણ મને એમ જણાય છે કે દેવતાઓની પરમ સ્મૃદ્ધિ થશે. અને હિરણ્યકશપુનો એકદમ નાશ થઈજશે. હવે તમે સર્વ દેવતાઓ વિલંબ ના કરશો; અને જયાં નારાયણ ભગવાન શયન કરે છે. તે ક્ષિર સાગરના ઉત્તર કીનારા ઉપર જાઓ; અને ત્યાં જઇને તમે સ્તુતિ કરો એક ક્ષણ માત્રમાં પરમેશ્વર પ્રસન્ન થશે. અને જયારે તે પ્રસન્ન થશે ત્યારે દૈત્યના વધનો ઉપાય બતાવશે.

જયારે બ્રહસ્પતિજીએ એવું કહ્યું. ત્યારે સર્વે દેવતાઓએ તેમને નમસ્કાર કર્યો. અને ઘણીજ પ્રિતિ ભક્તિથી ત્યાં જવાનો વિચાર કર્યો. અને કોઈ તિર્થયાત્રામાં સ્વસ્તિ વાચન પ્રસ્થાન કરીને સર્વે દેવતાઓ મુનીઓએ તિર્થ યાત્રાનું બ્હાનું કરીને

મહાદેવજીને લઇને ક્ષિર સાગરના ઉત્તર કીનારે પહોંચ્યા. ત્યાં પહોંચતાંજ સર્વ દેવતાઓ વિષ્ણુ-વિષ્ણુ જનાર્દન વિગેરે નામોથી સ્તુતિ કરવા લાગ્યા. અને મહાદેવજી પણ પાર્વતિ સહીત એકાગ્રમનથી ભગવાનની ભક્તિ કરવા લાગ્યાં.

જ્યારે દેવતાઓએ મહાદેવજી અને પાર્વતિની સાથે એવી સ્તુતિ કરી, ત્યારે ભગવાન પ્રગટ થઈ અને સર્વ દેવતાઓને એમ બોલ્યા કે, હે દેવતાઓ તમોએ ફકત નામોથીજ મારી સ્તુતિ કરી છે. તો પણ હું ઘણોજ પ્રસન્ન થયો છું, બતાનો તમારા લોકોને શો અર્થ સિદ્ધ કરવાનો છે! દેવો બોલ્યા કે, હે દેવ દેવ હષિકેશ પુંડરીકાક્ષ હે માધવ આપ સર્વ જાણો છો ફેર કેમ પુછો છો? શ્રી ભગવાન બોલ્યા કેઃ—

હે અસુરોના નાશ કરવાવાળા તમારા આગમનનું કારણ સર્વે હું જાણું છું. ને તમોએ મહાદેવજી તથા પાર્વતીને સાથે રાખીને હિરણ્યકશ્યપુના નાશને માટે મારી સ્તુતિ કરી છે હેમહામતે એવીજ રીતે તમારી માફક જે કોઈ મારી સ્તુતિ કરશે તે સમજી શકે ને નિત્ય મારી પુજા કરે છે. હે દેવો હું પ્રસન્ન થયો છું. હે મહાદેવજી હવે તમે કૈલાસના શુભ શિખરપર જાઓ હે પાર્વતી તેં મારી સ્તુતિ કરી માટે અમો જરૂર હિરણ્યકશ્યપુને મારી નાંખશું. અને તમોં થોડોક વખત રાહ જુઓ—કે તેને પ્રલ્હાદ નામે પુત્ર છે અને તે બુદ્ધિમાન અને પરમ વૈષ્ણવ છે. હે દેવતાઓ જ્યારે દૈત્ય લોકો તેનો દ્રોહ કરશે. ત્યારે તેણે વરદાન માગી લીધું છે કે, હું દૈત્ય અથવા દેવતાઓનો માર્યો મરીશ નહિ તેથી હુંજ પોતે તેને મારીશ, જ્યારે વિષ્ણુજીએ દેવતાઓને

એમ કહ્યું. ત્યારે તે સર્વ લોક નારાયણજીને નમસ્કાર કરીને ચાલ્યા ગયા—

## પ્રલ્હાદ ચરિત્ર.

પ્રલ્હાદ ચરિત્ર અને નૃસિંહજીના અવતારની વાત સાંભળો કે જ્યારે હિરણ્યકશ્યપુ તપ કરવાને વનમાં ચાલ્યો ગયો હતો. ત્યાર સર્વ દિશાઓ અને ભૂમિકંપી ઉઠી હતી. તે વખતે તેના સર્વ ભાઇઓ બંધુઓ અને હિતકારી સેવકો મિત્રો વિગેરે એ રોકયો હતો. કે હે રાજન્‌ અત્યારે ઘણાજ અપ શુકન થયા છે. માટે આ કાર્યમાં સારૂ નથી. એ સિવાય તમે ત્રણ લોકના સ્વામી છો. તમોએ દેવતાઓને પરાજીત કરી લીધેલા છે. હવે તમારે શાનો ભય છે ? અને તમો કોના માટે તપ કરવાને જાઓ છો ? અમે લોકો બુદ્ધિથી વિચારીએ છીએ કે. આ તપ કરવાનું કાંઈ પ્રયોજન નથી, કેમકે જેને આ સંસારમાં પુર્ણ સુખ છે. તેને તપ કરવાની કાંઈ જરૂર નથી. એવી રીતે તેને રોકયો પણ તે દુર્મદ હોવાના કારણથી પોતાના બે ત્રણ મિત્રોને સાથે લઇ અને કૈલાશ પર્વતના શિખરપર ચાલ્યો ગયો. ને ત્યાં પરમ દુષ્કર તપ કર્યું. એ પછી બ્રહ્માજીને ઘણીજ ચીંતા ઉત્પન્ન થઈ. તે વિચારવા લાગ્યા કે. હુ શું કરૂં. એ દૈત્ય તપથી કેવી રીતે નિવૃત થસે. એવા પ્રકારની ચીંતાથી વ્યાકુળ બ્રહ્માજીએ પોતાના અંગથી ઉત્પન્ન થયેલા નારદમુનીને પ્રણામ કર્યો અને બોલ્યા કે હે ભૂપાળ ?– કે આ દુષ્ટ હિરણ્યકશ્યપુના વધનો કંઈ ઉપાય બતાવો. પછી નારદજી બોલ્યા કે–હે તાત–હે નારાયણ, આપ શા માટે ખેદ કરો છો ? કેમકે જેના મનમાં પરમાત્મા રહેલા

છે તે શોચ કરવાને યોગ્ય નથી. હું તપ કરતા હિરણ્યા કશ્યપુને રોકી દઈશ, કેમકે જગત સ્વામિ નારાયણજીએ મને બુદ્ધિ આપી છે.

એમ કહીને પિતાને પ્રણામ કરીને વાસુદેવ ભગવાનનું મનમાંસ્મરણ કરતાં મુનીયોમાં શ્રેષ્ઠ છે એવા નારદજી પર્વત મુનીની સાથે ચાલ્યા ચાલતાં ચાલતાં બન્ને મુનીઓ કલવિંક પક્ષિ બનીને પર્વતોમાં ઉત્તમ એવા કૈલાસ પર્વત ઉપર ગયા ત્યાં જ્યાં હિરણ્યકશ્યપુ પોતાના બે ત્રણ મિત્રો સહિત તપ કરતો હતો ત્યાં મુનીજી સ્નાન કરીને એક વૃક્ષની ડાળી પર બેસી ગયા. અને તે દૈત્યના સાંભળતાં ગંભીર વાણીથી બોલ્યા નમો નારાયણ એમ ત્રણવાર જપ કરતાં ઉદાર મતીવાળા નારદજી ચૂપ થઇ ગયા. આ પક્ષીનું તે વચન સાંભળીને હિરણ્યકશ્યપુ દૈત્યને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થયો. અને જ્યારે ધનુષ્ય ઉપર બાણુ ચઢાવ્યું ત્યારે તે બન્ને પક્ષીઓ ઉડી ગયા ને ક્રોધનો માર્યો હિરણ્યકશ્યપુ તે આશ્રમને છોડીને પોતાને ઘેર ચાલ્યો ગયો.

તેની સ્ત્રીનું નામ કયાધૂ હતું. તેનો પાછલો ભાગ ઘણોજ સુંદીર હતો. તે રજસ્વલા થઈ ને દૈવ યોગથી તે દિવસે સ્નાન કરતી હતી જ્યારે રાત્રી થઈ ત્યારે તે પોતાના પતિની પાસે ગઈ ને એકાંતમાં તેને પુછયું, કે હે સ્વામિન જ્યારે તમે તપ કરવા ગયા હતા ત્યારે તમે કહ્યું હતું કે દશ હજાર વર્ષ સુધી તપ કરીશ તે મહારાજ આટલા થોડા દિવસોમાં આપે કેમ તે વ્રત છોડી દીધું. હે નાથ મને સત્ય વાત કહો કેમ કે હું સ્નેહથી પુછું છું આ સાંભળીને હીરણ્યકશ્યપુ બોલ્યો.

હે સુંદરી વૃતિ વિનાશ કરવા વાળી મારી લાગણીસત્ય સત્ય સાંભળો. એ ક્રોધને ઉત્પન્ન કરવા વાળા દેવતાઓનો હર્ષ વધારવાવાળી હે દેવી મહા આનંદ આપવાવાળી કૈલાસના શિખર ઉપર नमो नारायण એવી શુભ વાણી બે વાર કહેતાં બે પક્ષીઓને મેં દેખ્યાં. હે સ્ત્રી તેનાથી મને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થયો જ્યારે હું ધનુષ્ય ઉપર બાણ ચઢાવીને છોડવાને ચાહું છું ત્યારે હે સ્ત્રી એ બન્ને પક્ષીઓ ઉડી ગયાં અને હું થવાવાળા કાર્યનો બળનો વૃત ત્યાગ કરીને ચાહ્યો આવ્યો જ્યારે તેણે એમ કહ્યું ત્યારે તેનું વિર્ય છુટવાની તૈયારીમાં હતું અને સ્ત્રી રૂતુ સ્નાન કરી ચુકી હતી તેથી ગર્ભધાનની વિધી મુજબ એનો ગર્ભસ્થિત થઈ ગયો એવા પ્રકારે ગર્ભાધાનની રીતીથી જે ગર્ભ ધારણ થયો. તે ગર્ભથી અને નારદજીના ઉપદેશથી પરમ વૈષ્ણવ પુત્ર ઉત્પન્ન થયો તેની કથા આગળ કહીશું.

શ્રવ્વામાં તત્પર એવો એ દૈત્યનો પુત્ર જન્મથી વૈષ્ણવ પ્રલ્હાદ નામ થયું. એ નિર્મળ પુત્ર આ મલિન આશ્રયવાળા નિર્મળ કુળમાં પેદા થયો અને તે સંસારરૂપ બંધનમાંથી છોડાવવા વાળા હરીની ભકિત કરવા લાગ્યો. એ બાળક ત્રણ વેદોનો સ્વાશ્રી વિષ્ણુજીની ભક્તિથી શોભીત થયો. હમણાં બાળક હતો તો પણ એવો મહાત્મા હતો કે જ્વારે તે ઘણોંજ ન્હાનો હતો ત્યારે વિષ્ણુજીની ભકિતનો ફેલાવો કરતો હતો તેનું આ કુળમાં એવું હતું કે આ ચોથા યુગ કલીયુગમાં ધર્મ અર્થ કામમાંથી અને કીર્તી અપાવે તેવું વર્તન હતું તે ન્હાનપણની રમતોમાં શ્રીકૃષ્ણચંદ્રજીની કથાઓની વાર્તાઓ બનાવીને લોકોને

સમજાવતો હતો, તે સર્વ બચ્ચાઓને ભક્તિની વાર્તાઓ કહેતો ને કથાઓના પ્રસંગોમાં શ્રી કૃષ્ણજીના ચરિત્રની વાર્તાઓ કહેતો કેમકે તેનો સ્વભાવજ એવો હતો કે બાળપણથીજ આ વિચિત્ર (ભક્તિ) કામ કરતો. અને પરમેશ્વર સ્મરણ રૂપી અમૃતપાન સદાય વધ્યાંજ જતું કમળના સમાન કોમળ મુખવાળા અને વિશાળ નેત્રોવાળા આ બાળકને ગુરૂના ઘેરથી ભણીને આવતા સ્ત્રીઓના વચમાં બેઠેલો એકલાં દૈતેન્દ્રે દેખ્યો ત્યારે તેના એક હાથમાં સ્લેટ ઉપર લખેલા કૃષ્ણ નામ અને બીજા હાથમાં કલમ હતી. તેને બોલાવીને ખુશી થતા પરમઆનંદીત દૈત્યરાજે પુત્રને બોલાવીને કહ્યું કે હે પુત્ર ! ત્હારી માતા મને હંમેશાં કહે છે કે મારો પુત્ર ઘણો બુદ્ધિમાન છે, તો હે પુત્ર ત્હમે ગુરૂના ઘરમાં શું શિખ્યા ? અને જે કાંઈ વાર્તા આવડતી હોય તે કહો. હે પ્રિય પુત્ર તમને જે જે કંઈ આવડતું હોય તે કહો, ત્યારે જન્મના વૈષ્ણવ પ્રલ્હાદજી ઘણાજ હર્ષથી પોતાના પિતાને કહેવા લાગ્યા કે

“ત્રણે લોકના વંદનીય શ્રીકૃષ્ણને પ્રણામ કરવાને તમને કહું છું.” આવા પ્રકારે પુત્રની કહેલી પોતાના શત્રુ વિષ્ણુની સ્તુતી સાંભળીને તે દૈત્ય ક્રોધીત થઇ ગયો. પરંતુ તેને મશ્કરી કરતાં સ્ત્રીઓના વચમાં બેઠેલો દૈત્ય ઘણાજ જોરથી હસ્યો. ધારો કે તેને ઘણોજ હર્ષ ઉત્પન્ન થયો. એ બાળકને ખોળામાં બેસાડી અચ્છી તરેહથી છાતી સરસો ચાંપ્યો અને બોલ્યો કે,—

હે પુત્ર હિત વચન સાંભળ, રામ, કૃષ્ણ ગોવિંદ, માધવ, વિષ્ણુ શ્રીપતિ, એમ જે કોઈ કહે છે તે સર્વ

મારા વેરી છે. હે પુત્ર મેં એ વાત સર્વને શિખડાવી છે. કે કોઈએ પણ મારા દુષ્મન વિષ્ણુનાં કોઈ પણ નામ લેવાં નહીં. અને એવી વાત કોઈ કરતું નથી તો હે પુત્ર બતાવો કે તમને આ નામ કોણે શિખવ્યાં પિતાનાં વચન સાંભળીને શ્રીમાન પ્રલ્હાદજી ભય રહીત થઈ અને બોલ્યા.

કે હે આર્ય કદી એમ બોલવું નહીં. કેમકે સર્વ ઈશ્વર્યનો સ્થાન અથવા મંત્ર, આદીકને વધારનારા શ્રી કૃષ્ણ એવું નામ જે કોઈ મનુષ્ય કહે છે તે અભયપદને પ્રાપ્ત થાય છે. કૃષ્ણની નિંદાથી પાપનો અંત આવતો નથી એ વાત મેં ગુરૂજીને પણ કહી છે કેમકે એ સર્વ હિત-કારીણી છે. એથી સર્વનો ઈશ અને સર્વ પાપનો ક્ષય કરવા વાળા શ્રીકૃષ્ણજીના શરણમાં જાઓ ત્યારે ક્રોધ પ્રગટ કરીને હિરણ્યકશ્યપ પુત્રને ખોટાં વચન કહેતો બોલ્યો કે,-

કોણે આ બાળકને આવી ખોટી દશામા લાવી મૂકયા. ધીક્ક, ધીક્ક, હે દુષ્ટ પુત્ર મેં શાં પાપ કર્યાં કે તું આવો પુત્ર થયો. હે દુરાચાર પાપિષ્ટ, અધમ પુત્ર જા. એમ કહીને ચારે તરફ જોઈને બોલ્યો-

આ છોકરાને ભણાવવા વાળોજ ખરાબ. આ પરા-ક્રમ કરવા વાળો ખરાબ, અને આવું ખોટું કામ કરાં-વવાવાળા હરામખોર દૈત્યોને અહીં બોલાવી લાવો. આવું સાંભળીને દૈત્યોએ ગુરૂને લાવીને દૈત્યરાજની આગળ ઉભો કરી દીધો ત્યારે એ મહાશય ગુરૂજી તે પાપીને બોલ્યા, કે હે દેવતાઓના નાશક મહારાજ સાભળો કે હે દેવ તમે એક બેલની સાથે સંપુર્ણ ત્રણે લોકને જીતી લીધા. હે

મહારાજ આપે ઘણીવાર માફી આપી છે ને હે મહારાજ મારા જેવા અલ્પ પુરૂષપર ક્રોધ કરવો યોગ્ય નથી. આ બ્રાહ્મણનું રથાયયુક્ત વચન સાંભળીને તે દૈત્યોનો રાજા બોલ્યો કે હે દુષ્ટ તેં મારા બાળક પુત્રને વિષ્ણુની ભક્તિ ભણાવી. એમ કહીને રોજાએ પોતાના પુત્રને બોલાવ્યો અને પુછયું. હે વહાલા પુત્ર તને આ બ્રાહ્મણે આવી કેમ ખરાબ સમજણ આપી? અને તને ખરાબ કરી નાખ્યો. હવે વિષ્ણુ પક્ષવાળા આધૂર્ત બ્રાહ્મણોને એકદમ ખરાબ કરૂં. નિત્ય એવા ધુર્તોની જોડે બેસવાનું છોડી દો આ બ્રાહ્મણોના પુત્ર તેમજ બ્રાહ્મણ માત્રનો સંગ છોડી દો. કેમકે તેઓનો સંગ સારો નથી. કેમકે આ બ્રાહ્મણોએ મારા કુળનાનેજ ખરાબ કરી નાખ્યું કેમકે જે પુરૂષને જેવી સંગત થાય છે તેવાજ તેનામાં ગુણ ઉત્પન્ન થાય છે. પોતાના કુળના ઐશ્વર્યને માટે પોતાના કુળ વાળાનોજ સંગ કરવો. ઉઠવું, બેસવું બોલવું, ચાલવું સર્વે પોતાના પક્ષની સાથે રહી કામ કરવું અને એ મારા પુત્રને ઉચીત છે. માટે એ હરામખોરોનો સંગ છોડી દે. અરે વિષ્ણુનું ભજન કરતાં મુંઢ શું તું લજવતો નથી? અરે સર્વ વિશ્વંભરનો નાથ હું અને તું મારો પુત્ર થઇને બીજાને નાથ બનાવે છે, હે પુત્ર તું જગતનો નિયમ સાંભળ કે અહીં કોઈ આપણો પ્રભુ નથી. પરંતુ જે શુરવીર છે તેજ અહીં રાજ ભોગવે છે. તેજ પ્રભુ કહેવાય છે અને તેજ મહા ઇશ્વર કહેવાય છે, તેજ દેવ કહેવાય છે, જેમ કે મેં ત્રણે લોકને જીતી લીધા છે. હવે હુંજ સર્વ લોકોનો અધ્યક્ષ છું. એ કારણથી જડતાને છોડ અને પોતાના કુળને ઉચિત

११४०८



કર્યું કર તેનેજ ભજ નહિ તો બીજા લોકો પણ તને મારી નાંખશે. આમ કહીને તે અસુર બીજા બીજા દૈત્યોની સ્તુતિ ( વખાણ ) કરતો હતો. જેમ કે બિલાડી ઉંદરોની સ્તુતિ કરે છે. તો તેનાથી કોઈ ડરતું નથી તેમ-જેમ કે પોતાના વેરી સર્પોના શરણમાં મોર જાય તો તેનું દુર્નિમિત્ત સમજવું. એમ કરતાં કરતાં. મોટા ઐશ્વર્યને પામી. બુદ્ધિ રહીત લોકો-પાછા નિચા સ્થાનમાં જઇને પડે છે. જેમ કે સ્તુતિ કરવા યોગ્ય મારો આ પુત્ર દેવતાઓની સ્તુતિ કરે છે. અને સદાય હમારી પણ સ્તુતિ કર્યા કરે છે. અરે મૂઢ મારા આવા ઐશ્વર્યને જોઇને પણ તું-મારી આગળ હરીનું નામ લે છે. જો કે તે આપણી બરાબર નથી તો પણ તું તે હરિનું નામ લે છે. એમ કહીને તે ઘણાજ ક્રોધથી કરડી નજર કરીને રીસનો માર્યો, કાંપતો પોતાના પુત્રના ગુરુને બોલ્યો.

અરે ! પશુ રૂપ બ્રાહ્મણ-હવે સારી શિખામણ મારા પુત્રને આપજે ફેર એમ ન થાય કે આવું ભણાવ્યું. આમ સાભળીને આપની મોટી કૃપા. એટલું કહેતામાં રાજાના સેવકોએ-તેને ધક્કો મારી કહાડી મૂકયો. અને તે બ્રાહ્મણ વિષ્ણુને છોડીને દૈત્યના કહેવા પ્રમાણે ચાલવા લાગ્યો.

## દૈત્યનો કોપ

હરિની ભક્તિના સ્વરૂપ પ્રલ્હાદજી ગુરૂના ઘેર ગયા. ત્યારે ઘણીજ ઉતાવળથી સંપુર્ણ વિદ્યાઓ ભણી ગયા. બાલ્યાવસ્થા વિતી અને કોમાર અવસ્થામાં પહોંચ્યા. ઘણા લોકો કોમાર અવસ્થામાં નાસ્તિકતાને પહોંચે છે પરંતુ એ

અવસ્થામાં આ પ્રલ્હાદજી બહારના સર્વ પદાર્થોથી વિરક્તિત થયા. અને હરિમાં ભકિત થઈ. એ ઘણા આશ્ચર્યની વાત છે એક વખતે જ્યારે સંપુર્ણ વિદ્યાઓ જાણી ચુકયા હતા ત્યારે ઈશ્વરને સારી રીતે જાણુવાવાળા પ્રલ્હાદજીને હિરણ્યકશ્યપુએ બોલાવ્યા. પછી પ્રલ્હાદજીને વ્હાલ કરીને બોલ્યો-કે હે દેવતાઓના નાશક અજ્ઞાનની ખાણુને બાલ્યાવસ્થા તેનાથી છુટી ગયા. એ ઘણીજ સારી વાત થઈ. હવે તમે ઘણાજ શોભો છો. જેમ અંધકારમાં સુર્ય શોભે છે-તેમ તમો શોભો છો. બાલ્યાવસ્થામાં તમારી હીણાઇ અને બ્રાહ્મણોની જડતા. મેં છોડી દેવડાવી-હવે આ રાજ્ય કારભાર ઉઠાવવાળા તમો પુત્ર છો-નિષ્કંટક રાજ્ય કારભાર તમને સોંપીને તમારી રાજ્ય લક્ષ્મિને જોઇને હું સુખી થઇશ. કેમકે ઘણા દીવસોથી આ બોજો મારે માથે પડયો છે. જ્યારે જ્યારે પિતા, પુત્રની નિપુણુતા જુએ છે ત્યારે ત્યારે તેના મનની વ્યથા છોડીને સુખમેળવે છે. તમારા ગુરૂએ પણ મારી આગળ તમારી નિપુણતાનું વર્ણન કરેલું છે. તેને સાભળવાને જો મારા કાન તૈયાર હોય છે તો કાંઇ આશ્ચર્યની વાત નથી. કેમકે સર્વ-શુભ ચ્હાનાર છે નેત્રોથી શત્રુની દરીદ્રતા દેખે-અને કાનોથી પુત્રના સુંદર વચનો સાંભળે અને માયા કરવાવાળાઓના અંગમાં યુદ્ધના ઘાવ દેખે-તો એ મહોત્સવનો દીવસ છે. એમ સમજાય. એવી રીતે દૈત્યરાજનાં સંયુક્તિક વચનો સાંભળીને મહાયોગી પ્રલ્હાદજી નિ:શંક થઇને પ્રણામ કરીને પિતાને બોલ્યા:—

હે મહારાજ સત્યજ છે. પુત્રના સુંદર વચનો કાનોને મહોત્સવ કર્તા છે: પરંતુ તે વચન જો વિષ્ણુ ભગવાનના

સબંધમાં હોય તો કેવા મહોત્સવની વાત ? કેમકે એ વચનો સંસારના દુ:ખ સમુહમાં અગ્નિરૂપ બળતણ હરિગુણ ગાન છે, એ નિતિ છે, એ સુંદર વચન, એઠથી-એ શ્રવણ કરવા યોગ્ય છે. એ સાંભળવા યોગ્ય કાવ્ય છે-અને જે શાસ્ત્રોમાં ભક્તોને વાંછીત દેવાવાળા અચિંત્ય શ્રીહરિની સ્તુતિ કરવામાં આવે છે. તેજ શાસ્ત્રનું નામ છે. અને જેમાં સંસારી દુ:ખોનો સમુહ ભરેલો છે. હે તાત ખરાબ શાસ્ત્ર છે. અને એવાં શાસ્ત્રોમાં શ્રમ કરવો નકામો છે, જેનાથી આત્માનું કલ્યાણ થાય છે એવા વૈષ્ણવ શાસ્ત્ર સાંભળવાને સેવા કરવાને યોગ્ય છે. બસ જેને સંસારના કલેશથી છુટવાની ઇચ્છા હોય, એવા વૈષ્ણવ શાસ્ત્રને સાંભળવાથી જીવ સુખી થાય છે. આવી રીતનાં પુત્રનાં વચન સાંભળીને હિરણ્યકશ્યપુ બળી ઉઠયો અને દૈત્ય સેવકોને બોલ્યો કે, આ કુટીલને ઘણાંજ ભયંકર શસ્ત્રો વડે મારી નાખો. અને તેના સર્વ-સુકુમાર કોમળ અંગોને પ્રથમ કાપી-કાપી-અને ટુકડે-ટુકડા કરીને અલગ કરી દ્યો. એ પછી પણ મારો-જોઈયે તો ખરા કે-પોતાની મેળેજ તેનુ રક્ષણ હરી કરશે કે જેથી હરિની સ્તુતીમાં એ ફળ જુએ. એનાં સર્વ અંગોને કાપીને કાગડા, ગીધ, આદી પક્ષીઓને વહેંચી દ્યો. પોતાના વિર શબ્દથી ડરાવતા દૈત્ય લોક-અચ્યુત ભગવાનના પરમ પ્રિય ભકત-પ્રલ્હાદજીને મારવા લાગ્યા-પ્રહલાદજીએ પણ પોતાના સ્વામિનું ધ્યાન ધરતા વજ્ર જેવું હૃદય કરી લીધું સત્ય રસથી ભીંજાયલા એકલા પ્રકારે ધ્યાનમાં નિશ્ચય-ભકત પ્રલ્હાદજીની-ભકિત સાંભળી-ભકતનાં દુ:ખ સહેન કરવાવાળા વિષ્ણુજી-એ રક્ષા કરી લીધી-એથી દૈત્ય રાજના સર્વ શસ્ત્રો

પ્રલ્હાદજીના અંગોમાં કયાંઈ લાગ્યાં નહીં. કમળની માફક સર્વ શસ્ત્રો ખંડીત થઈને એક પછી એક પૃથ્વી ઉપર ખરી પડયાં ઠીક! બનાવટી-શસ્ત્ર શ્રી હરિના પ્રિયને શું કરી શકે ? અને સર્વ મારવાવાળા દૈત્યોના શરીરો ઉપર તે શસ્ત્રો ધસી પડયાં અને એ દુષ્ટ દૈત્યોને દુષ્ટતાનું ફળ મળી ગયું. આ વાતમાં જાણવાવાળાં ને તો કાંઈ આશ્ચર્ય લાગ્યું નહી પણ મુર્ખાઓને તો એ હાંસી રૂપ થઈ પડયું. આવા પ્રકારના વૈષ્ણવને જોઇને રાજા હિરણ્યકશપુ ભયભીત થઈ ગયો. અને ફેર તેના વધનો ઉપાય કરવા લાગ્યો-એ દુષ્ટ મતિએ મોટા મોટા વિષધર સર્પોને બોલાવીને કહ્યું કે-એણે હરિને સંતુષ્ટ કર્યો છે. માટે એ શસ્ત્રથી મારવા યોગ્ય નથી. તો તમારા વિષરૂપ આ યુધોથી તેને મારી નાંખો નાગ લોકોએ એની આજ્ઞા શિરસાવંધ કરી નાગ લોકોએ આગ જેવા દાંત કરી-પોતાનાં વિષ બહાર કાઢી દશ હજાર સર્પો-હરીનામ મહિમા યુક્ત પ્રલ્હાદને ખેંચવા લાગ્યા ખેંચતાં ખેંચતાં છુટી ગયા અને રોસના માર્યા શ્રીહરિના પ્રિય પ્રલ્હાદજી ઉપર જઇને કુદ્યા-તે સર્પોનુ વિષ હમણાંજ તૈયાર હતું પણ પરમાત્માના સ્મરણના બળથી પ્રલ્હાદજીના શરીરમાંથી એક થોડી પણ ખાલ ચુટવાને સમર્થ ન થયા પરંતું ઉલટા તેઓના દાંત પડી ગયા. અને તેઓને જ્યારે રૂધીર વહેવા લાગ્યું, ત્યારે ઉદાસીન મુર્તિ થઈ ને વગર દાંતે-દૈત્યરાજની પાસે જઇને વિજ્ઞાપના કરી. કે હે પ્રભો અમોએ પર્વતોને પણ કાપી નાખ્યા છે. અને જ્યારે પર્વતોમાં અમારૂ વિષ ફેલાવ્યુ છે ત્યારે તેઓની ફક્ત-ભસ્મજ રહી ગઈ છે. હવે જ્યારે

અમો આ કામમાં નિયુક્ત થયા. ત્યારે તે કામમાં અમો અસમર્થ થયા. હે મહાનુભાવ-તમારા આ પુત્રના વધને માટે-અમો ગયા ત્યારે અમારા દાંત પડી ગયા. આવા પ્રકારે સર્વ નાગોએ-ગણીજ દીલગીરીથી પોતાનો વૃતાન્ત કહી. સ્વામીની આજ્ઞા મેળવીનેકૃતાર્થ થઈને ચાલ્યા ગયા. પ્રલ્હાદજીનું એવું સમર્થવાન કાય જોઇને-વિચાર્યું કે આ શું છે?

## ભાગ ૨ જો



હવે કંઈ ઉપાય ચાલ્યો નહી ત્યારે અસુરોના રાજાએ મંત્રીઓની જોડે વિચાર કરીને-નિશ્ચય કર્યો કે-એ પુત્રને મારવાનું સાધન કંઈ નથી એનો કંઈક બીજો પ્રકાર કરવો જોઈએ. એ માટે સમજાવી પટાવી-પોતાની પાસે બોલાવીને પ્રણામ કરીને નિર્મળ વિચારવાળા પ્રલ્હાદજીને કહેવા લાગ્યો: હે પુત્ર-તું મ્હારૂં કહેવું માન. દુષ્ટ બ્રાહ્મણોની સોબત તું છોડી દે. એનાથી ત્હને પાપમય બુદ્ધિ ઉત્પન્ન થઈ છે. ત્હારે આપણા દૈત્ય ધર્મનું સેવન કરવું. તું દૈત્ય કુળમાં ઉત્પન્ન થયેલો છું. મારા આધીન રહી મ્હને ભજ. વિષ્ણુ કે હરિ એ કાંઈ અહીં રક્ષણ કરવાનો નથી. હું તારૂં ખાન-પાન અને વસ્ત્ર આદી પુરૂં કરૂં છું. સર્વે પૃથ્વીનો હું માલીક છું, દેવ દાનવ યક્ષ-ગાંધર્વ અને

કિન્નરો એ સૌ મારા તાબામાં છે. ત્રણે લોકનો હું અધી-પતિ છું. બ્રાહ્મણો મારા એક હુકારથી થરથર કંપી ઉઠે છે. એવા દુષ્ટ બ્રાહ્મણોએ તને આ ખોટી શીખામણ આપી એ સર્વેનો હું નાશ કરીશ.

મારા પ્રિય પુત્ર—તારે તો મારા આધીન રહેવું જોઇયે. થોડા વખત પછી આ રાજ્ય અને રાજલક્ષ્મી તને સોંપી દઇશ. તું વિષ્ણુનું ભજન કરીશ તો રાજ્ય કેવી રીતે કરીશ ? દૈત્ય પુત્રોની સોબત એ તારા માટે ઉત્તમ છે, અને મારૂં કહેલું માની તારે વિષ્ણુનું નામ લેવું નહિ-એવાં વચન જ્યારે પ્રલ્હાદજીએ સાંભળ્યાં ત્યારે પિતા પ્રત્યે ઉદ્દેશીને કહેવા લાગ્યા.

અહો પિતા ? તમો નાસ્તિક છો—તમો પરબ્રહ્મ પર-મેશ્વરને ઓળખતા નથી. તમારો અભિમાન ખોટો છે તમારા કરતાં કોઇ મોટો નહી એ તમારૂં કહેવું મિથ્યા વાદ છે. તમારા અંતરમાં પણ વિષ્ણુ છે. અને મારા અંતરમાં પણ શ્રી વિષ્ણુ છે. શ્રીહરિ સર્વ વ્યાપક છે. તમો અજ્ઞાન ચક્ષુથી તેને જોઈ શક્તા નથી. મારે રાજ્ય શું કરવું છે. શ્રીહરી અંતર્યામી જેવા આધીન છે ? તેને તો કંઇ પણ જરૂર નથી. તમારૂ રાજ્ય, રિદ્ધી સીદ્ધી સર્વે નાશવંત વસ્તુ છે. અવિનાશીના આશ્રયથી તમો પાપમય બુદ્ધિથી છુટી જશો.

આવાં વચનો સાંભળી દૈત્યરાજ ઘણો કોપાયમાન થઈ ગયો. અને પ્રલ્હાદને સમજાવતાં બોલ્યો. કે હે પ્રલ-હાદ જો તું મારા અંગથી ઉત્પન્ન થયેલો છે. અને જો કે

પુત્ર ઘણો જ દુષ્ટ હોય તો પણ તે મારવાને યોગ્ય નથી. એ કારણથી આજે મારી કૃપા ઉત્પન્ન થઈ છે. આ કારણથીજ તને મારી નાખ્યો નથી. આ વાર્તા સાંભળીને ઘણીજ ઉતાવળેથી રાજ પુરોહિતો-શાસ્ત્રમાં વિશારદ સર્વ બ્રાહ્મણ લોકો-જે હતા તે સર્વ હાથ જોડીને બોલ્યા હે દેવ! હવે રીસ ન કરો. આપ દયા કરવા યોગ્ય છો-કેમકે આપનાથી ત્રણે લોક કંપી રહેલા છે. પછી આના ઉપર કોપ કરવો તે શું છે? પુત્ર ચાહે તો કુપુત્ર હોય પણ માતા પિતા વેરીન હોય. કુટીલ મતીવાળા તે દૈત્યે ઠીક, એમ કહ્યું ત્યારે દૈત્યના પુરોહીત લોકો-પ્રહ્લાદજીને તે દૈત્યની અજ્ઞાથી લઇને ગયા.

શ્રીપરમાત્માની ભક્તિમાં જેનું ચિત્ત લાગ્યું છે એવા પ્રલ્હાદજી ગુરૂના ઘરમાં રહેતા હતા ત્યારે આ જગતને અનન્તમય જોતા હતા અને બહારના કાર્યોને વિષયમગ્ન પુરૂષની માફક વિચારતા હતા. એક દિવસ સર્વે દૈત્યોના બાળકો વેદ ભણવામાં નિમગ્ન હતા. એવા પ્રલ્હાદજીને કરડી નજર કરીને બોલ્યા-હે રાજપુત્ર? તમારૂં ચરિત્ર અતિ વિચિત્ર છે કેમકે તમો વિષયોના લોભી નથી અને તમે પોતાના મનમાં શા વિચારવડે પોતાના શરીરના રોમ હર્ષિત થઇને ઉભા રહો છો! હે પ્રિય? જો એ વાત આપને છુપી રાખવા જેવી ન હોય તો હમને કહો એમ સાંભળીને મંત્રીઓના પુત્રો અને બીજા સર્વ દૈત્યો ઉપર કૃપા કરીને પ્રલ્હાદજી બોલ્યા કે, હે દૈત્ય પુત્રો?-સારી રીતે સાંભળો. હું અનન્ય પ્રિતિસહિત તમારા લોકો ઉપર પ્રેમસહીત કહું છું કેઃ—

ધન, સ્ત્રી અને વિલાસાદિક સુખોથી આ મનોહર સંસારથી જે વૈભવ શોભી રહે છે તેનો વિચાર કરો તો તે જ્ઞાનીઓને એ ના કરવા યોગ્યજ છે અથવા તો દુરથી ત્યાગ કરવા યોગ્ય છે. એમાં પ્રથમ તો એ વિચારવું જોઇએ કે માતાના ગર્ભમાં સ્થિત થયેલો પુરૂષ ઘણા ઘણા દુઃખનો અનુભવ કરે છે કેમકે અંદર ખરાબ અંગ થઈ જાય છે અને ગર્ભના અગ્નિથી બળ્યા ઝળ્યા રહે છે પોતાના પુર્વ જન્મોનો વિચાર કરીને તમો સુખ કેટલું છે તે અનુભવ કરો. જેવી રીતે બંદીખાનામાં ચોર પકડાઈ જાય છે તેવી રીતે હું પણ જકડાઈ ગયો હતો અને કોથળાથી બંધાયલો અને વિષ્ય-કૃમિ અને મૂત્રના ઘરમાં પડયો હતો પરંતુ એવા બંદીખાનામાંથી પણ શ્રી મુકુંદ ભગવાનના ચરણોનું સ્મરણ કરતાં હું છુટી ગયો છું, એક વખત મેં સ્પષ્ટ દેખ્યું છે તે હવે નહીં જોઉં, એ કારણથી ગર્ભવાસ કરવા વાળાઓને સુખ પણ નથી એવી રીતે બાલ્યાવસ્થામાં અને યુવાવસ્થામાં પણ નથી. તેમ વૃદ્ધાવસ્થામાં પણ નથી એવી રીતે જન્મ થવો તે સદાય દુઃખમયજ છે. તો હે દૈત્ય પુત્રો-ભલા ભલા જ્ઞાનીઓને સેવા કરવા લાયક શું છે ? અને આ સંસારમાં વિચાર કરતાં મેં જોયું તો કોઇ સુખનો અંશ લેશમાત્ર પણ જોયો નહી. જેમ જેમ સારી રીતે વિચાર કરીએ છીએ તેમ તેમ અતિષય દુઃખ સમજવામાં આવે છે અને ઘણાંજ દુઃખોની ખાણરૂપ આ સંસારમાં પડવા કરતાં. હે દૈત્ય પુત્રો ? સારી રીતે હરિનું ભજન કરો કેમકે એમ કરવાથી નર જન્મનું ફળ મેળવશો નહી તો ભવસાગરમાં પડી પડીને અધોગ-

રીને પામશો. એ કારણથી આ સંસારમાં પોતાના મનમાં શંખ-ચક્ર-ગદા ધારણ કરેલા અનંત દેવ શ્રી મુકુંદજીનું સ્મરણ કરો અને બીજા અન્ય કામોને છોડી દ્યો. આ ભવ-સાગરમાં ડુબવાવાળા-આપ લોકોને મેં આ ગુપ્ત પદાર્થ કૃપા કરી કહ્યો છે અને તમે સર્વ પ્રાણીઓમાં મિત્ર ભાવ કરો કેમકે વિષ્ણુ ભગવાન સર્વ પ્રાણીયોમાં પ્રાપ્ત છે. એ પછી દૈત્ય પુત્રો બોલ્યા.

હે પ્રલ્હાદ—તમે એ બાળભાવમાં આ જ્ઞાન કેવી રીતે મેળવ્યું ? તે અમને સત્વ વાત કહો, પ્રલ્હાદજી બોલ્યા કે, જ્યારે મારા પિતા તપ કરવાને વનમાં ચાલ્યા ગયા હતા ત્યારે ઈંદ્રે હિરણ્યકશ્પને મરી ઘયેલો જાણી આ શહેરને ઘેરી લીધું અને કામાતુર થયેલો ઇંદ્ર મારી માતાને લઈને ચાલ્યો ગયો. ત્યારે મને ગર્ભની અંદર નારદજીએ આવીને ઇંદ્રને ઘણાજ જોરથી કહ્યું કે, હે મુઢ આ પતિવ્રતાને છોડી દે. કેમકે એના ગર્ભમાં જે સ્થિત છે તે પરમભક્ત છે. નારદજીનું આ વચન સાંભળીને મારી માતાને પ્રણામ કરીને છોડી દીધી અને ઇન્દ્ર પોતાના સ્થાનમાં ચાલ્યો ગયો અને નારદજી મારી માતાને પોતાના આશ્રમપર લાવ્યા. પછી મારી માતાને ભક્તિરસની સર્વ વાત શિખવાડી અને મારો અભ્યાસ તે બાલ્યાવસ્થાના અભ્યાસનું મુળ કારણ છે અને એવા નારદજીના અપુર્વ ઉપદેશથી કિંચિત માત્ર પણ વિસ્મરણ થતું નથી.

એક દીવસ દૈત્યરાજ કાંઈક વસ્તુ શોધવાને માટે નગ-રમાં ગયા તે રાત્રે નગરમાંના સર્વ લોક પોતપોતાના ઘરમાં

જય રામ જય રામ એ પરમમંત્રનાં કીર્તન કરી રહ્યા હતા અને તેણે વિચાર કરીને જાણ્યું કે આ સર્વ મારા પુત્રનું કામ છે. એ પછી પોતાના પુરોહીતોને બોલાવીને ક્રોધાર્થ એ દૈત્યરાજ બોલ્યા કે, રે–રે શુદ્ર બ્રાહ્મણો તમે સરવે બુદ્ધિવાન થઈને હવે મુર્ખતાને વશ થઈ ગયા છો કેમકે આ પ્રલ્હાદ મિથ્યા અલાપ કરે છે ને બીજાઓને પણ પતિત કરે છે. એવી રીતે ઘણાંજ ખોટાં વચનો કહીને રાજા ઘેર ચાલ્યો ગયો અને તેણે પોતાના પુત્રના વધનું કાર્ય વિચાર્યું. તેણે બીજા દૈત્યોને બોલાવીને આજ્ઞા કરી કે આજ રાત્રે સુઇ રહેલા દુષ્ટ પ્રલ્હાદને નાગપાસોથી બાંધીને સમૂદ્રમાં નાખી ધો. તેની આજ્ઞા શિરપર ચડાવીને દૈત્યોએ ત્યાં જઈને જોયું તો તે રાત્રી પ્રલ્હાદને ઘણીજ પ્રિય હતી. તે એકાગ્ર ચિત્તથી વિષ્ણુનું ભજન કરતો હતો એ પછી દુષ્ટ રાક્ષસોએ જઇને સર્પ રૂપ નાની નાની રસીઓ લઈ અને બાંધ્યો. એ સર્વ બુદ્ધિહિણાઓએ ગરૂડધ્વજ ભગવાનના ભક્ત પ્રલ્હાદજીને સર્પ બંધનથી જોરથી બાંધ્યા અને સમુદ્રમાં ફેંકી દીધા અને તે બળવાન દુષ્ટ રાક્ષસોએ મોટા મોટા પર્વતો લાવીને તેના ઉપર મુકી દીધા અને પછી આવીને પ્રિય સંદેશો રાજાને કહ્યો. રાજાએ તે લોકોને મોટું આદરમાન કર્યું, અહીં પણ સમુદ્રના મધ્યમાં શ્રી વિષ્ણુજીના પ્રજવલીત તેજથી અને ભયથી જીવ જંતુઓએ છોડી દીધા અને પ્રલ્હાદજી સમુદ્રના વચમાં એકાગ્ર ચિત કરી ને બેઠા હતા. તેમણે જાણ્યું કે હું બંધાયલો ક્ષિર સમુદ્રના વચમાં પડયો છું. બ્રહ્મરૂપ અમૃતસાગરમાં પ્રાપ્ત પોતાનામાં સ્થિર જાણીને સમુદ્રે ઘણા ઘણા કલેશોથી, ઘણા

ઘણા દુઃખોથી ઉછરતી લ્હેરોમાં પ્રલ્હાદજીને કી-નારાપર લાવીને મુકી દીધા અને સમુદ્ર વિવિધ પ્રકારના રત્નો લઈ અને તેમના દર્શન કરવાને આવ્યો ત્યારે ભગવા-નની આજ્ઞાથી ગરૂડજી સરવે સરપોને ખાઇને ચાલ્યા ગયા પ્રલ્હાદને ઘણાજ ગંભીર સ્વરથી સમુદ્ર બોલ્યો. પહેલાં તો તેણે દિવ્ય મનુષ્યનું રૂપ ધારીને નમસ્કાર કર્યો. અને સ-માધીસ્થ હરિના પ્રિય પ્રલ્હાદજીને બોલ્યો:-કે હે ભગવદ્ ભકત પુણ્યાત્મા-પ્રલ્હાદજી હું સમુદ્ર છું. એથી મને ગરીબ સેવકને પવિત્ર કરો. સમુદ્રની એવી વાણી સાંભળીને પ્રિય મહાત્મા પ્રલ્હાદજી ઉતાંવળથી ઉપર જોઈ સમુદ્રને નમસ્કાર કરીને બોલ્યા કેમ આપ કયારે આવ્યા ! આ સાંભળીને સમુદ્ર બોલ્યો કે હે યોગીન આપ આ વૃતાંતને નથી જાણુતા દુષ્ઠ અસુરોએ આપનો ઘણોજ અપરાધ કર્યો છે. કેમકે તમો વૈષ્ણવને સર્પોથી બાંધીને આજે રાક્ષસોએ મારામાં નાંખ્યા હતા તેપછી મેં તરત આપને તીરપર બેસાડી દીધા છે. અને એ સર્પોને ખાઇને મહાત્મા ગરૂડજી પણ હમણા ચાલ્યા ગયા. સત્સંગના અર્થી હે મહાત્મા મારા ઉપર અનુગ્રહ કરો આપનું તો ઘણી વખતે પણ વિષ્ણું ભગવાન રક્ષણ કરે છે. તમારા તુલ્ય નિર્મળ મહાત્મા કોઈ નથી જેમકે આપ સૂર્ય સમાન છો. ઘણું કહેવાથી શું સાર ? અને એવા પ્રકારે પ્રલ્હાદજીની સ્તુતી કરી તો ભગવત્ પ્રિય પ્રલ્હાદજી શરમાઈ ગયા અને હર્ષિત પણ થઈ ગયા તે રત્નો લઈ અને સમુદ્રને બોલ્યા-કે હે મહાત્મા તમને ધન્ય છે. જેમાં હરિ ભગવાન્ નિત્ય શયન કરે છે ઘણા કાળે સંપુર્ણ જગતને ગ્રાસરૂપ કરી જગન્મય-જગન્નાથ તમારા

થઈ જાય છે. હવે હે સમુદ્ર હું આ નેત્રોથી જગન્નાથજીને જોવા ચાહુ છું તમે તો તેમને સદાય જોતા રહો છો તમને ધન્ય છે. મને પણ દર્શનનો ઉપાય બતાવો એમ કહીને ચર્ણોમાં પડેલા પ્રલ્હાદજીને ઉઠાવીને સમુદ્ર બોલ્યો. કે હે યોગેન્દ્ર તમે તો નિત્ય પોતાના હૃદયમાં શ્રી હરિને જુઓ છો. જ્યારે હવે નેત્રોથી પ્રત્યક્ષ જોવા ચાહો છો. તો એ પરમેશ્વરની સ્તુતી કરો. એ તો ભકતવત્સલ છે અવશ્ય દર્શન આપશે. એમ કહી સમુદ્ર પોતાના જળમાં પેશી ગયો. સમુદ્રના જવા પછી રાત્રે એકાગ્ર મનથી એકલા તેઓના દર્શન માટે પ્રલ્હાદજી ભક્તિસહીત સ્તુતિ કરવા લાગ્યા પ્રલ્હાદજી બોલ્યા કે:—

સેંકડો વેદાન્તના વાકયો પવનોથી વૈરાગ્ય અને અગ્નિની શિખાથી પણ તપ વધારે હોય તો પણ યોગી લોકને દર્શન દુર્લભ છે. મારૂં મન કયાં ! અને હરિ કયાં ! તેમને ને મને ઘણો અંતર છે. દેવગણ ન્હાના પ્રકારનો ભય શાન્ત કરવાને માટે સમુદ્ર સમીપ જઈ અને ઉત્તમ સ્તોત્રોનો પાઠ કરે છે એનો કોઈ કોઈ પ્રકારે જુએ છે. અહો ઘણી આશ્ચર્યની વાત છે. તેમનાં દર્શનની મને આશા છે. એમ કહીને પોતાને પરમેશ્વરનાં દર્શન ન થયાં તે માટે ઉદ્વેગ-શોક અને દુઃખનો મારો, આંસુઓની ધારો વહેંતી હતી એવા પ્રલ્હાદજી મુર્છીત થઇને પૃથ્વી ઉપર પડયા ત્યારે ક્ષણવારમાં ચતુર્ભુજ સ્વરૂપ શુભ આકૃતિ ભકતજનોને પ્રિય શ્રી હરીએ દુઃખમાં પડેલા પોતાના ભક્તને અમૃતમય હાથોથી ઉભા કર્યા તે વખતે પ્રલ્હાદજીનો [illegible] રહ [illegible] ઉંચાં કર્યો

અને જોયું તો શ્રી હરીને પોતે જોયા શંખ ચક્ર ગદાસહિત પ્રભુને જોયા. વિસ્મય અને હર્ષીત થઈને કાંપવા લાગ્યા તેને સ્વપ્નમય જાણીને હું કૃતાર્થ છું. અને સ્વપ્નમાં હસીને જોઉં છું. એમ વિચારતાં ઘણાજ હર્ષથી, આનંદ સાગરમાં ડુબી ગયા, એ પ્રમાણે કેટલોક વખત વિતિ ગયો. પરમા-માએ પોતાની છાતી સરસા ચાંપી વિષ્ણુ ભક્ત પ્રહ્લાદનું સમુદ્ર કિનારા પર આણી રાત્રિ રક્ષણ કર્યું. એ પછી સહવારમાં પ્રહ્લાદજીએ નેત્ર ઉઘાડી જોયું તો વિસ્મય યુક્ત ચિત્તથી શ્રી જગન્નાથજીને જોયા. અને જાણ્યું કે ઘણી વારથી લક્ષ્મીના ખોળામાં શયન કરવાવાળા શ્રીહરી મને પોતાના ખોળામાં લઈને જમીન ઉપર બેઠેલા છે. એ કારણથી એકાએક ખોળામાંથી ઉછળી ભયના ભ્રમથી મુક્ત થઇને ઉભા થઇ ગયા. અને પ્રસન્ન થઈને વારે વારે કહેવા લાગ્યા, કે પ્રભુ મારો અપરાધ ક્ષમા કરો. આપનું તો નામ દયાનિધિ છે, આપ ભક્તોના પરિપાલક છો, એમ આંસુ સારતાં ઘણી સ્તુતી કરી. ત્યારે પ્રહ્લાદને સમજાવતાં અલ્હાદીત હૃદયે શ્રી હરી બોલ્યા. કે હે વત્સ મારા સંભ્રમથી ઉત્પન્ન થયેલો તું ભય અને સંભ્રમ છોડ, ભક્તોમાં ત્હારા સમાન મને કોઇ પ્રિય નથી-ને તું મ્હારા આધીન થઈને ગાન પ્રાર્થના કર નિત્ય સર્વ કામોથી પુર્ણ ત્હમે-વિવેધ પ્રકારના હમારા જન્મોની ભક્તિ પ્રાર્થના ભક્તોને બતાવતા રહો. એનાથી અધીક ત્હમને શુદ્ધિય છે! એમ જોઇને ગદગદીત કંઠથી ભગવાનનું મુખ જોતાં પ્રહ્લાદજી હાથ જોડીને શ્રીવિષ્ણુ ભગવાન પ્રત્યે બોલ્યા. ભલા મારા ઉપર આપ પ્રસન્ન થયા છો તો ત્હમારા દર્શનામૃતનો

સ્વાદ છોડી હું મારા આત્માને કેવી રીતે તૃપ્ત કરીશ. એ પછી પ્રલ્હાદજીને પ્રિય દષ્ટિથી જોતા જગત્પતિ તેમને બોલ્યા. હે વત્સ મારા દર્શન કરતાં તમને બિજું કાંઈ પ્રિય નથી એ વાત સત્ય છે પરંતુ મારૂ મન તમને કંઇક આપવા ચ્હાય છે. એ કારણથી મારૂ શુભ કરવાને માટે કંઈક વરદાન માગો ત્યારે શ્રીમાન પ્રલ્હાદજી બોલ્યાઃ-હે દેવ ! જન્માતરોમાં પણ જેમ ગરૂડજી તમારા ભક્ત છે-તેમ હુ. ત્હમારો દાસ છું એ સાંભળી પ્રભુએ કહ્યું-ત્હમે મને એ મોટા સંકટમાં નાખ્યો. કેમકે હું ચાહું છું કે, તમો મારા સેવકોમાં મોટા છો પરંતુ તમો તો સેવકના સેવક થવા ધારો છો, હે દૈતેશ્વરના પુત્ર ! ત્હમે કોઈ બીજું વરદાન માગો પ્રલ્હાદ કહે !ભકતોના પ્રતિપાલક હે નાથ મારા ઉપર પ્રસન્ન હોવ તો, તમારી સ્થીર ભકિત સદાય મારામાં રહે, કે જે ભકિતથી સદાય તમને નમસ્કાર કર્યાં કરૂં. ને ત્હમારી સ્તુતી કરૂં. આ વાત સાંભળીને સંતુષ્ટ થયેલા ભગવાન પ્રિય બોલવાવાળા પ્રલ્હાદજીને બોલ્યા-કે હે વત્સ-જેને તમને યોગ્ય જણાય તેને સદાય તમારી પાસે રાખો, સુખી રહો, મારા અંતર્ધ્યાન પછી ત્હમારે કોઈ પણ ખેદ ન કરવો. કેમકે રહેમ હાથ તે ત્હમારા ચીત્તથી અલગ હું કયાંઇ જવાનો નથી. જેમ ક્ષીર સાગરનાં હુ. રહું છું. ત્હેવી રીતે નહી પણ નૃસિંહ સ્વરૂપમા દુષ્ટનો વધ કરવાને ઉત્પન્ન થયેલો મને જોશો. આં સ્વરૂપથી હું દર્શન નહિ આપું. પણ અપુર્વ દૈત્યોને ભયભીત કરવા વાળુ નૃસિંહરૂપ હું ધારણ કરીશ. એમ કહી પ્રણામ કરીને ઘણાજ પ્રેમથી જોતાં અસંતુષ્ટ શ્રી હરી પ્રલ્હાદની સન્મુખથી અંતર્ધાન

થઈ ગયા, ત્યારે હા-હા એમ કહી નેત્રોમાં આંસુ વહેતાં હતાં એવા પ્રલ્હાદજી પ્રણામ કરીને ચ્હારે તરફ જોવા લાગ્યા કોઈ બીજા મનુષ્યોનો શબ્દ સાંભળતાંજ સમુદ્રના કીનારેથી ઉઠીને પ્રલ્હાદજી પોતાના નગરમાં ચાલ્યા ગયા. કેમકે હવે દીવસ હતો ને રાત્રી વીતી ગઇ હતી પ્રલ્હાદ આવ્યા અને ગુરૂગૃહમાં ભણતા ઘણા દૈત્યોએ જોયા. જે દૈત્યો પ્રલ્હાદને સમુદ્રમાં નાખીને આવ્યા હતા. ત્હેમણે દૈત્યરાજને કહ્યું:- કે પ્રલ્હાદ તો સ્વસ્થ થઇને પાછો આવ્યો છે દૈત્યરાજ ઘણાજ વિસ્મયથી વ્યાકુલ થયો. અને ક્રોધથી બોલ્યો બોલાવો કેમ નથી બોલાવતાં ! મૃ ચુ ને વશીભૂત તો કર્યો હતો. આ સાંભળીને અસુરોએ દિવ્ય દષ્ટિવાળા પ્રલ્હાદજીને લાવી હાજર કર્યો દૈત્યરાજ બેઠો છે. પણ મૃત્યુ તેના ઉપર તૈયાર છે, રાજશ્રીઠાઠ થોડોજ થઈ ગયો છે. ભૂષણ સર્વ કાળાંમેંશ થઈ ગયાં છે તે ચિત્તારૂપ ઉંચે આશન ઉપર બેઠો છે. તે ધુમાડાથી ઘેરાયેલા અગ્નિની સમાન દેખાય છે-એની આગળ ચ્હારે તરફ મોટા મોટા દાંતોવાળા અતિ ઘોર રૂપ કાળા રંગવાળા દૈત્ય યમરાજના દુતો ઉભા છે. એવા પિતાની આગળ પ્રલ્હાદજી બે હાથ જોડીને ઉભા રહ્યા. તો એ દૈત્ય ભવના કારણ ક્રોધ કરીને ખોટાં વચન કહેવા લાગ્યો અને પુત્રને બોલ્યો. હે મુઢ મારાં વચન સાંભળ, સવથી આ છેલ્લું વચન છે. કેમકે આ પછી હું તને કાંઈ કહેવાનો નથી. એમ કહી તે તૈયાર થઇને પોતાનું ખડગ (તલવાર) ખેંચી અહીં તહીં ધુમાવતાં પુત્રને બોલ્યો-કે હે મુઢ આજ ત્હારા વિષ્ણુ ક્યાં છે તો આજે ત્હારી રક્ષા કરે તેં કહ્યું તો છે કે પરમાત્મામા સર્વત્ર છે તો આ સ્થંભમાં કેમ નથી ? તે

વખતે પ્રલ્હાદે વિષ્ણુને સ્થંભના વચે ઉભેલા જોયા, પછી દૈત્ય બોલ્યો. જો આ સ્થંભમાં ત્હારો વિષ્ણુ ન જોઉં તો ત્હારા આ ખડગથી ટુકડે ટુકડા કરી દઇશ. એમ કહેતાંજ પ્રલ્હાદજીએ તૈયાર થઇને પરમેશ્વરનું ધ્યાન ધર્યું. પ્રથમ શ્રી વિષ્ણુએ કહેલું વચન સ્મરણ કરીને કહ્યું કે હે પ્રભુ તમોએ કહ્યું હતું કે દુષ્ટને મારવા ત્રણ ચાર દીવસમાં હું નૃસિંહરૂપ ધારણ કરીશ તે હવે કેમ દેખાતા નથી એમ કહી બે હાથ જોડી નૃસિંહરૂપનું ધ્યાન ધરવા લાગ્યો. તો એક ક્ષણમાં સ્થંભ ખટપટ થવા લાગ્યો. કે તરત ચમકતી તલવારને ત્યે સ્થંભને મારી તેમાંથી હજારો યોજનની મુર્તિ દૈત્યરાજના જોવામાં આવી જે ઘણીજ ઉગ્રરૂપ-કાળરૂપ મોટાં નેત્રવાળી મોટા મુખ-ઘણાજ ભયંકર ભારે નખ-મોટા પગ અને અગ્નિસમાન મુખ આવા પ્રકારનું રૂપ ધારણ કરીને નરસિંહ ભગવાન અર્થાત-કદી ઉપરનું સિંહનું રૂપ અને નિચેનું નરનુંરૂપ-ધારણ કરેલું હતું. સ્થંભના વચમાંથી નિકળીને જોરથી અવાજ કર્યો, એ અવાજ સાંભળતાંજ દૈત્યોએ સર્વ બાજુથી નૃસિંહજીને ઘેરી લીધા પણ ઉલટા નૃસિંહજીએ સર્વે દૈત્યોનો ઘાણ કાઢી નાખ્યો. હિરણ્યકશ્યપુની સભાને તોડી મચડી નાખી. એ પછી મોટા મોટા યોદ્ધાઓએ આવીને નૃસિંહજીને ઘેર્યા. તેઓ સવેને નૃસિંહજીએ ક્ષણ માત્રમાં મારી નાખ્યા. એ પછી સર્વે દૈત્ય લોકો નૃસિંહજીના ઉપર શસ્ત્ર પ્રહારો કરવા લાગ્યા. પરંતુ ભગવાને એક ક્ષણમાં સર્વ પરાક્રમી સેનાને મારી નાખી, અને સર્વ દીશાઓમાં ઘણાજ જોરથી ગજર્યા. ત્યારે તરવારો હાથમાં લીધેલી અઠ્ઠાસીહજાર દૈત્યોને મોકલ્યા. તેઓએ પણ આવીને સર્વે

બાજુઓથી શ્રીનૃસિંહજીને ઘેર્યા. તો પણ તેઓએ હિરણ્ય કશ્યપુની સભાને બીજીવાર મારી મચડી નાખી. ને અઠયાસી સહસ્ત્ર યોદ્ધાયોને પણ મારી નાખ્યા. પછી દૈત્યરાજે બીજા મોટા મોટા અસુરોને મોકલ્યા. યુદ્ધમાં તે સર્વેઓને મારીને ગર્જના કરી. એ સર્વ દૈત્યોને મરી ગયેલા જાણીને ક્રોધથી લાલ લાલ નેત્રો કરીને મહા બળવાન હિરણ્યકશ્યપુ યુદ્ધ કરવાને નિકળ્યો. તે બળનો અહંકારી દૈત્યોને બોલ્યો-કે અરે ! આને મારો મારો-એને પકડો પકડો, એવું કહેતાંજ નૃસિંહજીએ સાંભળ્યું-અને રણસંગ્રામમાં મોટા મોટા અસુરોને મારીને નૃસિંહજીએ મોટી ગર્જના કરી. એ ગર્જનાથી મારતાં મારતાં જેટલા દૈત્ય બચી ગયા હતા તે સર્વ રણસંગ્રામમાં આવી ઉભા રહ્યા જ્યારે નૃસિંહજીએ લાખો કરોડો દૈત્યોને માર્યા. ત્યારે દીવસ અસ્તાચળને પામ્યો હતો. અને સંધ્યા સમય થયો. ત્યારે શસ્ત્ર અસ્ત્ર ચલાવવામાં ઘણાજ ચતુર હિરણ્ય કશ્પુનેય નૃસિંહજીએ ઘણાજ વેગથી અને બળથી પટકી, સંધ્યા સમયે ઘરના ઉમરામાં બેસીને પોતાની જાંઘોપર લઇને તે શત્રુને નખથી કેળના રેશાઓ સમાન ચીરવા લાગ્યા. જેમ ઇંદ્રના હાથીના દાંત સંગ્રામમાં તુટી ગયા. જેમ મહાદેવની ફરશીની ધાર તુટી ગઈ. તેમ હાય દૈવ મારી છાતી આજે નૃસિંહજીના નખોથી ચીરાઈ જાય છે. "જ્યારે નશીબ ખરાબ થઈ જાય છે ત્યારે એક તૃણ પણ ઘણા ઘણા શુભ કામોનો અનાદર કરે છે" દૈત્યેન્દ્રે જ્યારે એમ કહ્યું ત્યારે નૃસિંહજીએ એ દૈત્યનું હૃદય એવું ફાડી નાખ્યું. કે જેમ હાથી કમળના પાનાં ફાડી નાખતો હોય તેમ જે બે ભાગ તેના શરીરના

કરી નાખ્યા તે નૃસિંહજીના નખોમાં ચપટાઈ ગયા. ત્યારે એ દુષ્ટ ક્યાં ગયો ! એમ કહી શ્રીહરી ઘણાજ વિસ્મીત થયા. સર્વે ઠેકાણે જોઇને કહેવા લાગ્યા, કે મારૂ કામ આજે નિષ્ફળ ગયું એમ કહીને ચીંતા કરતા મહા બળવાન નૃસિંહજીએ બન્ને હાથ ઘણાજ જોરથી ઝાટક્યા. તો તે દૈત્યના શરીરના બંન્ને ભાગ નખોની અંદરના એક રેણુ સમાન પૃથ્વી ઉપર ખરી પડયા તેને જોઇને રીસ કરીને ફેર પરમાત્મા મશ્કરી કરીને રહ્યા. એ વખતે નૃસિંહજીના ઉપર પુષ્પોની વૃષ્ટિ કરતા બ્રહ્માદીક સર્વે દેવગણો પ્રિતિ સંયુક્ત થઇને ત્યાં આવ્યા. અને મહાપ્રભુ નૃસિંહજીની તેઓએ મોટી પુજા કરી. બ્રહ્માએ પ્રલ્હાદજીને દૈત્યના રાજા બનાવ્યા. ત્યારે સર્વેજનોની ધર્મમા ફેર પ્રિતિ ઉત્પન્ન થઇ. શ્રીહરિએ સર્વ દેવો સહિત ઇંદ્રને સ્વર્ગમાં સ્થાપિત કર્યા. અને પ્રલ્હાદજીને અભય વરદાન આપી. નૃસિંહ ભગવાન સર્વ લોકોના હિતને કારણુ. અને અભક્તોના નાશને સારૂ. શ્રી શૈલ પર્વતના શિખર ઉપર જઇને દેવતાઓના પુજનથી વિખ્યાત થયા. ઇતિ શિવમ્.

(નૃસિંહપુરાણ)



# સ્વદેશ પ્રેમિઓ માટે રેંટીયાનું ભજન

મોક્ષ મારગનું કારણરે ધર્મ અર્થ ઉદ્ધારણરે

ગાંધીજીનો રેંટીયો હોજી.

એ તો આપે સુતરને તાતણે સ્વરાજ (૨) મોક્ષ માર્ગનુ (ટેક)

સ્હવારે ઉઠીને કાંતુ, બપોરે જમીને કાંતું, રાત્રે સુતા પહેલાં એ કાંતું

હરતાં ને ફરતાં કાંતું, રામ નામ સ્મરતાં કાંતુ, વખત મળે

કાંતુ કાંતુરે—ગાંધીજીનો રેંટીયો હોજી ૧

ક્રાંતિ સત પંથ બતાવે, તન્મયતા તુર્ત શિખાવે, અનાહદ નાદ સુણાવે

તુટયા તંતુ સંધાવે, સુતરના ગંજ બનાવે, સુતરના ગોળે જંગ જમાવેરે

ગાંધીજીનો રેંટીયો હોજી ૨

વસ્ત્રોનો દુકાળ ટાળે, આર્થિક અવનતિને બાળે, લાખો ગરીબોને સુખે પાળે

દુસ્મનનાં હૈડાં બાળે, સુહૃદનો હર્ષ ઉછાળે જગજન સૌકો તુજથીજ નિહાળેરે

ગાંધીજીનો રેંટીયો હોજી ૩

વકીલો કોરટને ત્યાગે શાળા તજી છાત્રો ભાગે, તે સર્વ વસ્તુ એક માગે

લાંબી નિંદરથી જાગે, છતાં થાય સૌથી આઘે વ્હાલો હિંદને તેથી લાગેરે.

ગાંધીજીનો રેંટીયો હોજી ૪

એ તો આપે સુતરને તાંતણે સ્વરાજ (૨)

મોક્ષ માર્ગનુ કારણરે, ધર્મ અર્થ ઉદ્ધારણરે

ગાંધીજીનો રેંટીયો હોજી ૫

( કૃષ્ણપ્રસાદ.)



# સ્વદેશ પ્રેમિ સજજનો માટે રેંટીયાનું ભજન

## બીજું

---

ધીરો ધીરો ચાલેરે મીઠો મીઠો ગાજેરે.

રૂડો મારો રેટીયો......હોજી (એ ટેક)

આ...રે...ટીઆમાં, દેશોદયના નિકળે તા...ર.

એ...તાર...તારે, ભાળુ ભારતનો ઉદ્ધાર...ધીરો ધીરો ૧

સાખી.

ત્રાક રૂડી પંખા રૂડા, ઉજવળ એનો નાદ

ઉજ્વળ પૂંણી આપતી ઉજવળ મારા હા...થ

દેસે મારા દેશને ઉજવળ ઉજવળ સાથ

દુઃખો સૈ હરતોરે, અભયપણે ફરતોરે......રૂડો મારો. ૨

સાખી.

દયા ક્ષમાને દિનતા ત્રણનો કાંત્યો તાર

સુંદર રંગે શોભતો દે સુખ તેહ અપાર

એમ દુખીયાનો દીલાસોરો, વિપત્તિનો વિસામોરે (૨)...રૂડો મારો ૩

સાખી.

આ...રેંટીયાથી નિપજે સુંદર ખાતરાજ

એ રાજે—રાજે સ્વરાજ્ય આવે છે પાસ

ધીરો ધીરો ચાલેરે...મીઠો મીઠો ગાજેરે......

રૂડો મારો રેંટીયો હોજી. ૪

(પાછળ વાંચો)

સાખી.

દીધો મારગ ગાંધીએ દોડયો મહાત્મા પાસ
અંતરના ઉલ્હાસરી કાંતો એને ખાસ
સ્વર્ગ થકી તિલક વદે પાંડેચરીથી અરવિંદ
ગરીબોનો બેલીરે, દુઃખડાં દેશે ઠેલીરે......

વ્હાલો મારો રેંટીયો હોજી. ૫

સાખી.

આ દેશમાંથી લક્ષ્મી લુંટાઇ ગઈ આજ
એ લૂંટે લૂટે......હિંદ થયું છે તારાજ
ધીરો ધીરો ચાલેરે...મીઠો મીઠો ગાજેરે......

રૂડો મારો રેંટીયો હોજી. ૬

સાખી.

પરદેશી કાપડ થકી દેશ થયો એ હાલ
છોડો મોહીની તેહની ધરો ખાદી પર વ્હાલ
હિંદુ, મુસલમીન, પારસીને ખ્રીસ્તિ મમ ભાઈ
વદે સેવક ત્રિક્રમરે, નેતાને છોડાવેરે....

વહાલો મારો રેંટીયો હોજી. ધીરો ધીરો. ૭

ત્રિ. કે ભટ્ટ—અમદાવાદ.

# એક જંજાળી જીવડાની તૃષ્ણાનું પ્રાબલ્ય.

ગુરૂરાજ મારા ઘડપણમાં ગોવિંદ ગુણ ગાશું
હમણા નથી નવરાશું. ( એ રાગ )

મોટો છોકરો વિલાયત ગયો છે, ન્હાનો છોકરો જુગારી થયો છે.
એવો ધમરોળ મચી રહયો છે, ગુરૂરાજ મારા ઘડપણમાં......૧

સાઠ લાખની પૂંજીમાં શું કરીયે, સાઠ અજબ જ્યારે ઘેર ભરીયે
ત્યારે કાંઇક શાન્તિ મનમાં ધરીયે ગુરૂરાજ મારા ઘડપણમાં......૨

યુરોપ, આફ્રિકા સુધી વિચરશું, આસ્ટ્રેલીયાનુ સોનું સંઘરશું
અમેરિકાની લક્ષ્મી લાવી ઘર ભરશું, ગુરૂરાજ મારા ઘડપણમા......૩

હજી થાશુ હજાર મીલવાળા, હજુ બાંધવા છે બારશેં માળા
તેમાં ક્યાંથી ફેરવીયે માળા, ગુરૂરાજ મારા ઘડપણમાં......૪

જાત જાતના સુધારા કરવા છે, હજી કંપનીનાં ભુંડાં કરવાં છે
પછી કોની અમારે પરવા છે, ગુરૂરાજ મારા ઘડપણમાં......૫

ગઈ સાઠ વર્ષની ઉમ્મર અમારી, તે શું આંખે ન્હડી છે તમારી
હજુ પરણવી છે નવી નારી, ગુરૂરાજ મારા ઘડપણમાં......૬

જાત જાતના કરશું સુધારા. હજુ થાશુ અજબ મનવાળા
પછી સુખે ફેરવશુ માળા, ગુરૂરાજ મારા ઘડપણમાં......૭

કરજોડી કવીજન કહે છે, જે જન તૃષ્ણા નદી તરે છે
તે મોક્ષ પુરીને વરે છે, ગુરૂરાજ મારા ઘડપણમાં......૮

# પરમાર્થ એજ જીંદગીની ખરી મોજ શોખ છે.

—:ગઝલ:—

પ્રભુએ જો ત્હને આપ્યું અમોને દાન દેતો જા;
અપંગો આશરો માગે, અરે આશિષ લેતો જા—પ્રભુ૦ ૧
વિકારોથી ભરી દુનિયા રૂપિસહરા તણા રણમાં;
વહે પરમાર્થનું વારિ ભરી પ્યાલીજ પીતો જા—પ્રભુ૦ ૨
અરે ? સંસાર અર્ણવ આ અતિ મસ્તાન તોફાને;
સખાવતની તરે હોડી ધરી ધનવાન તરંગે જા—પ્રભુ૦ ૩
હજારો રૂપિયા ભાઈ મજાહમાં તું ઉડાવે છે;
લખ્યું જે કિસ્મતે ત્હારા અરે કંઇ ધર્મ કરતો જા—પ્રભુ૦ ૪
હરિ દરબારમાં જાવા મુસાફિર છે મજલ મોટી;
ભલા સત્કર્મનું ભાથું, અરે ઓ ભાઈ કરતો જા—પ્રભુ૦ ૫
અમોને ટંકનું ભોજન ત્હમારી પાન સોપારી;
દયા દીલમાં વસે જો તો વિનંતી ધ્યાન ધરતો જા—પ્રભુ૦ ૬
અમોને અન્ન ના મળતું અપંગો શું કરી શકીએ;
અને તુજથી બિરાદર તો અમારૂં કષ્ઠ હરતો જા;—પ્રભુ૦ ૭
અમોને જે અપાશે તે વવાશે ધર્મના ક્ષેત્રે;
મળે આ પુણ્યનું દાણું અહા સ્નેહે ઉજવતો જા—પ્રભુ૦ ૮
અમારા કર્મને યોગે અમો આ કાળ ભોગવીએ;
હૃદયમાં રહેમ લાવીને ફરજ ત્હારી બજવતો જા—પ્રભુ૦ ૯
અમોને અન્ન જો મળશે, ત્હમારી વાંચ્છના ફળશે;
પ્રભુ ત્હારૂં ભલું કરશે જરા અમને રીઝવતો જા—પ્રભુ૦ ૧૦

( મળેલું. )

શ્રી વિવેકાનંદ મુદ્રણાલયમાં નટવરલાલ શંકરલાલ મહેતાએ

ખાડીઆ સુથારવાડાની પોળમાં છાપ્યું—અમદાવાદ.